બુદ્ધિસાગર

# કેળવણીની બલીહારી.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ડોમમહમદ દીનમહમદ.**

મુ. ઝાલા તા. ( દેહેગામ.

આવૃત્તિ ૨

સંવત ૧૯૬૭

---

શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમા શા. ...ની
રીચીરોડના પુલ નીચે, મ. ન. ૧૦

---

કીમત રૂ ૦-૨-૦

૫૩૯૯ બુદ્ધિસાગર.

# કેળવણીની બલીહારી.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

ડોસમહમદ દીનમહમદ.

મુ. છાલા. તા. ( દેહેગામ )

આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦

સવત ૧૯૭૧ સને ૧૯૧૫

શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમા શા ચુનીલાલ અમથાશાએ છાપી.
રીચીરોડના પુલ નીચે, સે ન. ૧૦૦-૧૦૨—અમદાવાદ.

કીંમત રૂ. ૦-૨-૦ ( પોષ્ટેજ જુદુ )

# પહેલી આવૃતિની સુચના.



પહેલી આવૃતિ છપાવી બહાર પાડવામા આવેલી પરંતુ જે વખતે હું તદન બીન અનુભવી હોવાથી ફક્ત એક ભાષણ રમત તરીકે છપાવવામા આવેલ તે ઉપરથી હાલ બીજાં રસદાર ભાષણ તથા ગરબીઓ દાખલ કરી આ બીજી આવૃતિ છપાવવામા આવી છે તો દરેક સદગ્રહસ્થોને વિનતી કરવાની કે કોઇ પણ ભાષણ યા ગરબી અગર ગાયનમા ભુલચુક થઇ હોય તો સુધારી વાંચવા મહેરબાની કરશો કારણકે હું કોઇ કવિ નથી, ફક્ત મારી નાની બુદ્ધિથી ગાયન તથા ભાષણો બનાવી મુકવામા આવ્યા છે તો સુધારી વાચશો એવી આશા છે તા ૩૧-૫-૧૫

લી સેવક

**ડાસમહમદ દીનમહમદ.**

મુકામ છાલા. તા. ( દહેગામ ).



# કેળવણીની બલીહારી.

વાચો વાચો મારા લાલ,
નહિ તો પસ્તાશો કાલ

## ઇશ્વર સ્તુતિ.

પ્રભુ પદે અમે પાય લાગીએ, દુરીત કર્મની માફી માગીએ ૧
પવિત્ર પામતા પ્રેમ લાવશો, અજાતિ કષ્ટથી બચાવશો ૨
શુભ ગુણો સદા નાથ આપશો, મન મલિનતા કાપી નાખજો ૩
પ્રભુ મનોરથે માગીએ અમે, ઘટિત જે હશે પુરશો તમે ૪
સુણી પ્રભુ તમે ધમ વિનતિ, શરણ રાખશો હે દયાનિધિ ૫

---

(૧) ભુલાખી (૨) મગન (૩) પ્રાણુલાલ (૪) ત્રિકમલાલ (મગન રસ્તે ચાલ્યો જાય છે તેની પાછળ ભુલાખી એકદમ આવી મગનની બોચી પકડી)

**ભુલાખી**—કેમ બચ્ચા મગનીઆ પરમ દિવસે નાશી ગયો હતો પણ આજે ઠીક સપાટામાં આવ્યો છે હવે હું જોઉં છું કે આજે મારા સપાટામાંથી કેવી રીતે નાશી જાય છે.

**મગન**—( પાછો વળીને જોતા બુલાખીને ઓળખ્યા ) બુલાખીભાઇ મુને મૂકીદો. હું ક્યારે નાશી ગયો હતો ?

**બુલાખી**—કાકર જુઠું બોલે છે ? શુ નાશી નહોતો ગયો ત્યારે શુ બેસી રહ્યો હતો મીઠું મીઠું બોલતા આવડે છે કે જાણે મીઠુ મીઠું બોલીએ કે જવા દે પણ યાદ રાખજે કે આજે પૈસા આપ્યા વિના છૂટનાર નથી.

**મગન**—ભાઇ કયા પૈસા ? અને શાના પૈસા ?

**બુલાખી**—કયા પૈસા શાના પૈસા હા ...તારા બાપને પૂછ કે જવાબ દે લુચ્ચાનો સરદાર કેવુ મીઠુ મીઠુ બોલે છે કે શાના પેસા ભૂલી ગયો છે કેમ રમતી વખતે તો મોટો સરાફ થઇને આવ્યો હતો, અને જ્યારે હાર્યો ત્યારે ભૂલી ગયો શા માટે ન ભૂલે પણ મગનભાઇ યાદ કરો ભૂલો કે ન ભૂલો પરતુ પૈસા આપ્યા સિવાય આજે તમારો છૂટકો નથી એમ નક્કી સમજો ? રમતી વખતે તમને કોને કાલા કર્યા હતા, અને કોણ તેડવા આવ્યુ હતુ

**મગન**—મારી રમવાની મરજી કયા હતી હુતો નાજ પાડતો હતો.

**બુલાખી**—રમવાની મરજી નહોતી ત્યારે હાર્યો ત્યાથી કોણુ તારે ગળે વળગી પડ્યુ હતુ.

**મગન**—તમેજ મને પરાણે પરાણે મોટી મોટી આશાઓ આપીને રમવા લઇ ગયા નહિતો હુ કયા ખુશી હતો

**બુલાખી**—( ગુસ્સે થઇને ) તેની બગલમા ગુમ્મો મારતો કમબક્ત મારૂ નામ લે છે તારૂ ભેચું કયા બળી ગયુ હતુ અમે

તો તને ગમે તેમ કીધુ પણ તે શું કરવા માન્યું અમે તો કહીએ છીએ કે કુવામાં પડ કેમ પડતો નથી પડને ? આતો ભાઇસાહેબ હારી ગયા એટલે પૈસા અપવા અને કાઢવા પડે છે પણ તમે અમારી પાસેથી જીતી ગયા હોત તો તમારા મનમા કેવુ થાત, માટે યાદ રાખો કે આજે પૈસા આપ્યા સિવાય તમારો છૂટકો નથી નહિતર આ બંદાનો માર ખાઇને મગુના છશેર થઇ જશો.

**મગન**—મારી પાસે તો એક પાઇ સરખી નથી હુ કયાથી લાવીને આપુ.

**બુલાખી**—શાળા ભીખ માગ, ચોરી કર, ખાડો ખોદ, ગમે તેમ કર પણુ મારા પૈસા દે, તારા બાપના નોકર છીએ ખરા કે તારી પાછળ પાછળ કરીએ કેમ

**મગન**—હું તમને કયારે મારી પાછળ ફરવાનું કહુ છુ.

**બુલાખી**—ત્યારે અમારા પૈસા આપી દેને એટલે પત્યુ પછી તારૂં નામ દે એ તારો બેટો થાય.

**મગન**—ભાઇસાહેબ મને જવાદો હું અત્યારે આપની પાસે માફી માગું છુ અને કરગરીને કહુ છુ કે મને જવાદો હુ તમોને કોઇ વખત પૈસા આપીશ. અત્યારે મારી પાસે નથી તમે મને પરાણે રોકી રાખો છો તેથી તમને પૈસા શી રીતે મળશે.

**બુલાખી**—શી રીતે મળશે જો આ રીતે ( એમ કહી ગુન્સા લગાવી દીધા.

**મગન**—( રોતો હોય તેમ ) ભાઇ તમો મારશો નહિ મારશો નહિ તમને પૈસા આપીશ

**બુલાખી**—નહિ બસ અત્યારે લાવ.

**મગન**—ભાઇ અત્યારે તો મારી પાસે નથી.

**બુલાખી**—(મગનની ટોપી માથેથી ઉતારી લઇને) જાઓ ત્યારે બચ્ચાજી પૈસા આપી આ ટોપી લઇ જજો અને યાદ રાખજો કે મારૂ નામ કોઇની આગળ દીધુ નહિ તો તમારી વાત તમે જાણશો આજ તો જરા જીવતો જવા દઉ છુ પણ મારૂ નામ દીધુ તો બીજીવાર ઠાર મારીશ પૈસા લાવી ગુપચુપ ટોપી લઇ જજો.

**મગન**—પણ મારા ભાઇ મારશે અને આ ટોપીનુ પૂછશે ત્યારે હુ શુ કહીશ ભાઇ ટોપી તો મને પાછી આપો ભાઇસાહેબ દયા કરીને આપો.

**બુલાખી**—ટોપી તો પાછી નહિ મળે તારો બાપ પૂછેતો કહેજો કે કુવામા ડોકીયુ કરવા ગયો તેથી પડી ગઇ

**મગન**—એવુ જાડું મારાથી કેમ બોલાય !

**બુલાખી**—તારાથી જાડુ ન બોલાય ને આ કાકાના પૈસા ન દેવાય કેમ હા........સાચાના દીકરા આવ્યા છે ચાલ્યો જા અહિથી બહાર નીકળ બે દિવસમા પૈસા આપી જશો તો ઠીકછે નહિ તો આ ટોપીના ખૂરદા થઇ જશે એમ નક્કી સમજજો

**મગન**—મને ગરીબને શુ કરવા પીડો છો પરમેશ્વર તમારા ઉપર શુ રાજી રહેશે મહેરબાની કરી ટોપી આપોને મને જવા દો તમો જાણજો કે તમારી સાથે રમ્યો નહોતો, તો આ એક વખત ભૂલેચૂકે રમવા આવ્યો તેને માટે હું આપની પાસે માફી માગું છુ અને મારા ઉપર દયા કરો અને પરમેશ્વર તમારા ઉપર રાજી રહેશે.

બુલાખી—( એકદમ ગુસ્સાથી ગુમ્મો મારતો મારતો ) કમબખ્ત હરામખોર જાય છે કે નહિ પરમેશ્વરવાળો આવ્યો છે, ખાતાં ખાડ ને ચાવતાં રેત લાગે છે કેમ, હવે પૈસા આપવાની વખતે પરમેશ્વર સાંભળે છે પરમેશ્વર અમારા ઉપર રાજી નહિ થાય તેમાં તારે શુ અહિથી નાગી જા ( મગન ટોપી લેવાની આશાએ ન જતાં તેજ ઠેકાણે ઉભો રહ્યો તેથી બુલાખી ગુસ્સે થઇ તેને માર મારે છે તેથી મગન બૂમો પાડે છે તેની બૂમ સાંભળી પ્રાણલાલ નામનો છોકરો સબુર સબુર કરતો દોડી આવે છે તેથી બુલાખી મગનથી દુર જઇ ઉભો રહે છે

પ્રાણલાલ—( મગનની પાસે જઇ પુછે છે ) કેમ મગન બુલાખી શા માટે મારતો હતો.

મગન—પ્રાણલાલભાઇ મારી ટોપી તેણે પડાવી લીધી છે તે હવે પાછી આપતો નથી અને માગુ છુ ત્યારે માર મારે છે.

પ્રાણલાલ—( બુલાખીને ) કેમ બુલાખીદાસ આ મગનની ટોપી તમે પડાવી લીધી છે કે,

બુલાખી—હા સાહેબ આ રહી આપે પણ ન જોઇ હોય તો જોઇ લ્યો આ રહી.

પ્રાણલાલ—શા માટે લીધી વારુ

બુલાખી—તેનુ કારણ તેને પુછો એટલે બસ.

પ્રાણલાલ—કેમ મગન તારી ટોપી તેણે શા માટે લીધી છે.

મગન—એક દહાડો હુ ના પાડતો હતો પણ મને પરાણે પરાણે પૈસા રમવા લઇ ગયા મને રમતાં આવડતુ નહોતુ તોપણ વધારે પૈસાની જીત આપવાનું કહી મને રમતા તેડી ગયા અને

તેમા કહે છે કે તેમા તુ બે રૂપિઆ હાર્યો માટે મને બે રૂપિઆ આપ મેં કહ્યુ કે મારી પાસે અત્યારે નથી. કોઇ દિવસે આપીશ પણ તેતો અત્યારેજ માગે છે પરતુ મારી પાસે અત્યારે નથી જેથી મને માર મારી ટોપી પડાવી લીધી છે.

પ્રાણલાલ—કેમ બુલાખીદાસ આ વાત સાચી છે કે,

બુલાખી—હા સાહેબ ત્યારે શું તમે એમ ધારો છો કે એ વાત ખોટી છે કે મારં માગતા પૈસા પેટે મે એ ટોપી લીધીછે તેમા કાઇ ગેરવ્યાજબી નથી.

પ્રાણલાલ—શુ આ કામ ગેરવ્યાજબી નથી મારા ધારવા પ્રમાણે તો તમે પરમેશ્વરનો મહાન ગુનો કર્યો છે.

બુલાખી—સાહેબ લાંબી ટુંકી પડતી મૂકો દયા આવતી હોય તો મ્હેરબાની કરી આપજ પૈસા આપીદો એટલે પત્યુ.

પ્રાણલાલ—એ પૈસા લેતા તો વાર થશે અને ટોપી તો પાછી આપવી પડશે.

બુલાખી—કોણ અપાવનાર છે વારૂ ?

પ્રાણલાલ—છાતીમા હાથ ઠોકી હુ હુ હુ.

બુલાખી—અપાવ્યુ અપાવ્યુ હવે તમારા જેવા ત્રણસોજણા આવે તોબી શુ થાય હાથમા આવેલો દાવ જવા દે એના જેવો એકે મૂર્ખ નહિ.

પ્રાણલાલ—જુગારના પૈસા જીતવામા આ ટલો બધો અભિમાન ધારણ કરો છો કેમ.

બુલાખી—હા, હા. પરતુ અહીં કોણુ ડહાપણુ કરવા તેડવા આવ્યુ હતુ

પ્રાણુલાલ—આ ગરીબ બિચારા નિર્દોષ બાળકની બુમનો અવાજ સાંભળી અરે હાય તમારા જેવા દુષ્ટ અને નિચ માણુસને ઇશ્વર શા માટે શિક્ષા કરતો નથી પોતાના ધધામા ફતેહ મેળવવા ખાતર અજાન બાળકોને તમે કેવી રીતે ફસાવો છો તથા જુગારમા જીત મેળવી પૈસાદાર થવાને કેટલુ બધુ યત્ન કરો છો પરતુ કૃપાળુ પરમેશ્વર બીલકુલ સાખનાર નથી જુગાર જેવા નિચ ધધામા પ્રવૃત્તિ, પામેલા, નરાધમ મારૂ કહ્યુ માન અને જલદીથી તેની ટોપી પાછી આપી દે નહિતર તારા કૃત્યની શિક્ષા તારે ભોગવવી પડશે

બુલાખી—કમબખ્ત લુચ્ચા તારૂ ટાયલુ બધ કર તારા જેવા બાગટાઓના મોટા મોટા શબ્દોથી આ બદા કાંઇ પલળે તેવા નથી સમજ્યો ( માટે ) તારૂ ડહાપણ તારા ગજવામા મૂકી દે ને જે રસ્તે આવ્યો છે તે રસ્તે ઠમાણા ને હમણા ચાલ્યો જા નહિ તો મગનીયાની દશા થઇ છે તેવીજ તુ હમણા થોડા વખતમા પ્રાપ્ત થઇશ.

મગન—ભાઇ પ્રાણુલાલ તમે આ વતાવરોના વચમા તમને તે નાહાક મારશે ને માર લાગે તમારે માર ખાવો પડશે

પ્રાણલાલ—શુ એ મને મારશે સારુ માર્યુ હવે એના મોઢામા દાત કેટલા છે આ એક અડબોથની સાથે એની બત્રીસી પાર

બુલાખી—કમબખ્ત હરામખોર જાય છે કે નહિ.

પ્રાણુલાલ—દુષ્ટ નથી જતા આ ઉભા રહ્યા.

બુલાખી—ત્યારે બંદાના સપાટા જોવા છે કે કેમ બરડા ઉ-
પર ભાર વધારે દેખાય છે.

પ્રાણલાલ--હરામખોર લાંબી ટુંકી જીભ કરતા આવડે છે
આવીજાને સામે ત્યારે.

બુલાખી—( સિસોટી વગાડે છે ) તે સાભળી બીજા ચાર
જુગારી નીકળી આવી પ્રાણલાલને મજબુત પકડે છે પ્રાણલાલ
છુટો થવા અતીશે પ્રયત્ન કરે છે છુટતાં છુટતો નથી.

બુલાખી—કમબખ્ત ચલાવ તારૂ જોર આ વાઘની અગાડી
તારી બકરીનું શુ ગુજાસ છે

પ્રાણલાલ—ગુજાસ ગુજાસ અરે હાય ગુજાસ જોવી હોયતો
દુષ્ટ મને છુટો કર અને પછી આવીજા સાંમો

બુલાખી—છુટો થવાનુ માગે છે કેમ ? મિત્રો આ કાફર
દુષ્ટને ખુબ અછી રીતે મેથીપાક આપો મારો ? મારો ? શુ જોઈ
રહ્યા છો પ્રાણલાલથી માર સહન નહિ થવાથી બુમો પાડે છે તે
સાંભળી બુલાખીનો પિતરાઈ ભાઈ તીકમલાલ આવે છે તે જોઈ
સર્વેજણા પ્રાણલાલને મૂકી નાસી જાય છે (ત્રીકમલાલ આવેછે).

ત્રીકમલાલ—કેમ ભાઇ બલાખી અહીંયા આ ધાંધળ શુ છે.

બુલાખી—કાઇ નહિ એતો છોકરાની રમત.

પ્રાણલાલ—ત્રીકમલાલ આમ આવો હું કહુ તમને,

( પ્રાણલાલની પાસે ત્રીકમલાલ જાય છે એટલે તેના કા-
નમાં પ્રાણલાલ બધી વાત કહે છે ).

બુલાખી—અરે હાય હવે આપણુ કાઇ ચાલશે નહિ.

ત્રીકમલાલ—ભુલાખી તું જુગાર રમે છે આ વાત જાણી હું અતિશય દીલગીર છુ. તારે માટે મારા મનમાં ઘણોજ સારો અભિપ્રાય હતો. પરતું આજથી તેમાં ફેર પડયો પણ ભાઇ મારે મારી ફરજ પ્રમાણે કહેવુ પડે છે કે જુગાર જેવી નીચ વસ્તુ એક પણ નથી, જુગાર રમનારાઓમાં દીવસે દીવસે અનેકના અનેક દુર્ગુણો વધતા જાય છે, ચોરી કરવાની, જુઠુ બોલવાની,હરામનું પચાવી પાડવાનું વીગેરે અનેક પ્રકારની કુટેવો પડે છે તારા બાપની મેળવેલી આબરૂ તરફ જોતાં તારી આ વર્તણુક સહસ્ત્ર વખત ધિક્કાર છે જે માણુસ એક વખત એ છદમા પડયો તેનાથી એ છદ મુકવો મુશ્કેલ છે અને તેથીજ મારા મનમા પણ એમજ થાય છે કે આ દુર્ગુણ તારી કોટેથી છુટવુ મુશ્કેલ છે. ભુલાખી આ દુનીઆમા એકે પણ જુગારી સુખી થયો નથી અને સુખી થવાના પણ નથી. પારકા પૈસેથા કોણ સુખી થાય અને તે પણ રદ્દા ઉપર જુગાર મહા અનર્થનુ મુળ છે અને સર્વે પાપનું કારણ છે માટે હું તારા બાપને કહીશ અને તેઓની મીલકત તને મળતા સુધી અટકાવીશ કારણકે તેમની મિલકત તુ કેટલી વખત ટકાવીશ એ તારી વર્તણુક ઉપરથી જણાય છે ઇશ્વરના નિયમનું ઉલ્લઘન કરનાર કિયો માણુસ સુખી થાય છે.

ભુલાખી—ભાઇ ત્રીકમલાલ આ વાત મારા બાપને કહેશો માં હુ હવેથી કોઇ પણ દિવસ જુગાર નહિ રમુ મારી વર્તણુકને માટે મને ઘણો પસ્તાવો થાય છે હુ ભૂલ્યો છુ અને મને માફી આપો.

ત્રીકમલાલ—ભુલાખી તુ ગમે તેમ કહે પણ તારા કહેવાથી મને બીલકુલ ભરૂસો આવતો નથી તુ જે માફી માગે છે તે માફી

પાસે માગવાનું કાંઇ કારણ નથી. મગનને પ્રાણુલાલની પાસે માફી માગ અને તેની ટોપી પાછી આપ.

ભુલાખી—ભાઈ સાચુ કહું છું મારા બોલવાપર સંપૂર્ણ ભરૂસો રાખો અને ફરી આ દુર્ગુણ મારામાં જુઓ તો આપને યોગ્ય લાગે તેમ કરજો પણ આ વખતે ક્ષમા માગુ છુ.

ત્રીકમલાલ—ઠીક છે ત્યારે હું જોઇશ આ વખત તો નહિ કહુ પણ યાદ રાખજે કે તારી તેજ વર્તણુક તને ખરાબ કરશે.

ભુલાખી—( પ્રાણુલાલ તથા મગનની ભણી નમીને) ભાઇ અમોને ક્ષમા કરો. મારા અપરાધ સામું ના જોસો, ખરાબ મિત્રોની સોબતનુજ આ ફળ છે હવે મારી આંખો ઉઘડી છે માટે મને માફી આપો.

પ્રાણુલાલ—માફી અમે શુ આપનાર છીએ તમે તમારી વર્તણુક સુધારશો તો ઇશ્વર તમારૂં સારૂ કરશે અને માફી આપશે અને જેની માફી મગાવા માટે શુદ્ધ અંતઃકરણથી તેની પ્રાર્થના કરો એટલે બસ.

મગન—કેમ ભાઇ ભુલાખીદાસ હું તમને બે રૂપિઆ આપુ કે

ભુલાખી—ભાઇ મગન હવે તુ એ વાત સંભાળજ નહિ તારા બે રૂપિઆએ તો મારી જીંદગી સુધારી છે હુ તારો અંતઃકરણ પૂર્વક આભાર માનુ છુ માટે મારા અપરાધની માફી આપજે.

મગન—ચાલો ત્યારે માફી મળવા ઇશ્વરની પ્રાર્થના કરીએ.



## ભાષણ ૨ જું.

---

(૧) નુરમહમદ (૨) સુંદરલાલ (૩) વામનરાવ.

સુંદરલાલ—કેમ મિષ્ટર નુરમહમદ આજે તમે રમતમા આટલા બધા ગુલતાન થયા છો.

નુરમહમદ—જી હા આજતો બહોત રમનમેં ટેશ આયાહૈ એશી રમત કોઇ દિનભર નહિ રમા થા.

સુંદરલાલ—હા......આજ તો બહુ મજા પડી હશે શું ઘી, ગોળ અને બીજો જાત જાતનો મેવો નાખ્યો હશે, એટલે બહુ ટેશ આવ્યો હશે, પણ કહો તો ખરા એનો સ્વાદ કેવો થયો હતો.

નુરમહમદ—અરે મિષ્ટર કહાંકી કહા બનાતાહૈ તુમભી અચ્છી ઠંડે પહોરકી હવાઇ છોડ રહાહૈ ઔર કૈશી મિઠી મશ્કરી કર રહાહૈ.

સુંદરલાલ—નહિ, મિષ્ટર હું ખરી વાત કહું છુ કે આજે બહુ ગમતમાં ને ગમતમાં દિવસ ગુમાવ્યો છે નિશાળમા આવીને કંઇ પણ લખ્યુ નથી.

નુરમહમદ—મિષ્ટર હમકું કુચ્છ ભણનેકી દરકાર નહિહૈ તુમ અકીલે ભણકે પ્રેમીસ રહો જાયો ઇતને બસ.

હમ કભી નહિ ભણીંગે, સદા ગમ્મતમે જીવ ધરીંગે ?
બાવા હુમેરે નહિ ભણેથે, હમ કયસે ભણીંગે ?
અકડ દ્કડ હમ ફીરીંગે, હમ કભી નહિ ભણીંગે ?

માસ્તર હમકુ માર મારે, ચમડી ઉઠે વેંત ?
બડોદેશે ભણુકે આએ, હાથમા રખ્ખે બેંત ?
હમ માર નહિ ખાવીંગે, હમ કભી નહિ ભણીગે ?
ભણુતરમેં કુચ્છ આવે નહિ, ઝાજી ખાવે માર ?
હમ છબીલે નહિ ભણીએ, તુમ ભણો અપરપાર ?
કભી માર નહિ ખાવીંગે હમ કભી નહિ ભણીંગે ?
લકટ્ટી રમે લટ્ટુ રમે, ઓર રમીંગે પતંગ ?
જાવો ચાંસી છાને માને, હોવે રમત ભગ ?
મોજશોખથી રમીંગે, હમ કભી નહિ ભણીંગે ?

માટે જાઓ મિષ્ટર હમકુ રમનેદ્દો હમકુ કુચ્છ ભણુનેકી જરૂર નહિ હૈ ઓર હમકુ અખ્ખે દિનભર નિશાલમેં બેઠના ઠીક નહિ લગતા.

સુંદરલાલ—

ભણો ભણો કહુ છુ આજ, મિત્ર વાત સાચીરે;
કહુ છુ વાત સાચીરે, કહુ છુ વાત સાચીરે ભણો.
બાળ અવસ્થા આપણીને, ભણુવામા બહુ સુખ;
અત્યારે તો જાણો નહિ, પણ અંતે થાયે દુઃખ. ભણો.
તાત તમારા નહિ ભણ્યા, ભણો તમે આ વાર;
દયાળુ મહારાજા ભણાવે, ભણો અપરંપાર. ભણો.
ફરજીયાત હમણાં લાગુ થઇ, પ્રથમ કોઈ ના જાણે;
ધન્ય ધન્ય મહારાજાને, અઢારે વરણ ભણે. ભણો.
માત તાતની વાત ના કરીએ, એ વખત હતાં સારા;
વખતમા બહુ ફેર પડીઓ, આવ્યા દુઃખના ભારો. ભણો

અરે મારા મહેરબાન પ્રથમના લોકો ભણતા હતા ત્યારે દર માસે એક આનાથી ફી શરૂ કરતા અને જેમ ધોરણ ચઢતા તેમ ફીનો દર વધતો અને અત્યારે મહારાજા સાહેબ આપણાપર દયા કરી ઠેરઠેર નિશાળો ઉઘાડી અઢારે વરણને સુખ આપવા કેવો યત્ન કર્યો છે તેપર જરા ધ્યાન ધરી વિદ્યા ગ્રહણ કરો વળી જુઓ કે પ્રતિદીન વખત કેવાં બારીક આવતાં જાય છે તેપર જરા ધ્યાન ધરો, ઇશ્વરની ભક્તિ કરો જેથી દેહનું કલ્યાણ થાય.

નુરમહમદ—અહો મી. સુંદરલાલ આપકી ખુબીકી બલીહારી ન્યારીજહૈ કયુ કે ક્યા અછી અછી બાતાં સુના રહેહો ઓર ગમે અયસા માણુસ ક્રોધમેં હોવે મગર એક પલમેં ઉસ્કો જયુ ચંપાકલી ખીલે યુ ખીલાતે હો મેં આપકી બોલી સુનકે બહોત ખુશી હુવા આપકી મધુરી વાણી સુનકે મેં બહોત ખુશી હુવા ચલો મેંભી નિશાળમાં આતાહું

સુંદરલાલ—બહુ સારૂ ચાલો ત્યારે આજે નિશાળે જઇ મનમા ખંત ધરી સારી રીતે વિદ્યા ગ્રહણ કરો જેથી આપનું દરિદ્ર દુર થાય અને વળી ઇશ્વર પાસે માગી માગો કે આપણા મહારાજા સાહેબનો જય થાઓ.



## ફેશન વિષે ભાષણ ૩ જું.

બીહારીલાલ—( મનમાં ) કોટ, બૂટ, પાટલુન પહેરી મુખમાં બીડી સુદ્ધાં એક મિ. શોફબંધ ચાલ્યા આવે છે વાહ સુંદરલાલ ભાઇ વાહ આજે તો ખુબ શોફ માર્યો જણાય છે પણ તેમને સુધારવા એ મારી ફરજ છે.

કેમ મિ. સુંદરલાલ

સુંદરલાલ—ચાલ, ચાલ સુંદરલાલવાળી શું અમે ખોટા ડોળ કર્યો છે કે તમે શાણા થઈ સમજાવવા આવ્યા છો.

બીહારીલાલ—ભાઇ ડોળ નહિ પણ ડંફાસ.

સુંદરલાલ—શાની ડંફાસ બતાવો તો ખરા.

બીહારીલાલ—જુવો કોટ, બુટ, પાટલુનમાં પેઠા, મુખમા ધુણીના ગોટા કહો હવે શાના રહ્યા ટોટા, ચોટલી મુકી ચહેરા કર્યા, સંસ્કૃત ભાષા વળાવી એંટમેંટ ઇગ્લીશ ભાષા ચલાવી શું ડંફાસ કે કાવતરૂં.

સુંદરલાલ—સાંભળો, સાંભળો અમારે ત્યાં 'સાહેબ રહે છે તેમનો ભપકો જોઇ અમને પણ ઇશક લાગ્યો છે.

બીહારીલાલ -ત્યારે તમારો ભપકો જોઇ અમને ઇશક લાગ્યો છે કે કેમ.

સુંદરલાલ—ના ભાઈ ના.

બીહારીલાલ—ત્યારે તેનું કારણ શું.

સુંદરલાલ—કારણ બસ અમારી મોજશોખ.

બીહારીલાલ—જાઓ જાઓ શોખના શંખ, શોખ એ મનના વિભર અને બેઇમાની છે. પોતાનો પોશાક મુકી બીજાના પોશાકને બાઝો છો એ કેટલી બધી મૂર્ખતા ભરેલી વાત છે, પોતાના પિતાને મુકી બીજાને પિતા કેમ કહેતા નથી એ જરા સમજો તો ખરા.

મણીલાલ—મિ. સુંદરલાલ આ ફેંન્સ ટાપટીપને વળી ચહેરો અને આ ધોળકુ કયાંથી આવ્યુ શુ બુદ્ધીને ચાલાકી વાપરીછે.

સુંદરલાલ—મારા વહાલા બંધુ માફ કરો ઘેર ચા ટાઢો થઇ જાય છે તેથી મને જવાની રજા આપો ?

મણીલાલ—અરરર ચ્હાની વળી કયાં પત્તર ફાડી શુ આપણા દેશમાં ચ્હા હતો ?

સુંદરલાલ—ના ભાઇ ના.

મણીલાલ—ત્યારે તેનો કેમ સ્વિકાર કર્યો ?

સુંદરલાલ—સાહેબજી એતો દેખાદેખ.

મણીલાલ—શું હું કુવામાં પડું છુ તમે પડશો કે ?

સુંદરલાલ—ના સાહેબ.

મણીલાલ—હા સાહેબ કહોને હું બધુએ સમજુ છુ કે ચ્હા પીવો ને મોજ શોખ મારી લોકમાં ગૃહસ્થ ગણાવું પરતુ તમે ચ્હાના અવગુણ જાણો છો ?

સુંદરલાલ—ના ભાઈ ના.

કાન્તીલાલ—જુઓ એ થાકયો છે પણ હું કહું છુ તે સાંભળો ચ્હા એ આપણા દેશને માફક નથી કારણકે ચ્હા એ ગરમ છે

ને આપણો દેશ ઠંડો છે તેના કરતા આપણા દેશની છાશ એ તાજુ અમૃત છે તુ સવારમાં ઉઠી પાશેર છાશ પીલેજે એ તને ગુણ કરશે.

બીહારીલાલ—આવી આવી ફેશનમાં આવી ફેશનમા;
દેશ દીલગીરી દીલ ના ધરીરે.........આવી.
અરે ડંફાસ વળાવો જ્ઞાનને લાવો,
જુઓ વિદેશી વિરલે કળા કરી;
લક્ષ્મી હરીરે............આવી.

સુદરલાલ— શાબાશ સલુણા મુજ પરમ સ્નેહી,
શીખ દીધી ખરીરે.................આવી.

કાન્તીલાલ—આમ કરીને ખોયું પાછુ ના જોયુ,

સુદરલાલ—જોઇશ હવે આ લટક શટક;
જાઉ વિસરીગે.....................આવી.

કાન્તીલાલ—ત્યારે હાલ ઉતારો પોશાક તમારો,

સુંદરલાલ—લે હાલ ઉતારૂ ઝટપટ મનથી;
હોશ ધરીરે......... ......આવી.

કાન્તીલાલ—પહેરોરે પોશાક આ પાતળો,
જેથી દીપશે અંગજી;
ભપકાદાર થઇને ફરો,
ધરી મનમાં ઉમંગજી...... .....પહેરોરે.

સુંદરલાલ—આવોરે આભુષણ બચી કરૂ,
લાગ્યાં હવે વહાલાં હેમજી........આવોરે.

ધોતીરે પહેરીશું ધમધમાટથી,
ધરશુ અંગરખું અંગજી:
બંડીરે મ્હારી બહુ ગુણ કરે,
ચઢસે ખેસ મારા સૂંધજી ........આવોરે.
સુંદર ચઢેરે માથે પાઘડી,
દીપે શીરનો શીરતાજજી;
સાદારે જોડા ને સાદા વેશથી,
કરશું અવનીમાં રાજજી .......આવોરે.

ક્રાન્તીલાલ— ધન્યરે મિત્ર ધન્ય તુજને,
ધરીયુ દેશાભિમાનજી;
ભપકાદાર થઇને ફરો,
કરો અવનીમાં રાજજી ........ધન્યરે મિત્ર.

કલ્યાણ મસ્તુ. કલ્યાણ મસ્તુ.



## ભાષણ ૪ થું ભણવા જવા વિષે.

---

કુમુદ— મિત્ર હુતો આવ્યો ખડીઓને પાટી લાવ્યો,
મારા મિત્ર ફરવાની તને ટેવ છે;

છગન— ક્યાથી તું તો આવ્યો ભણવાનું નામ લાગ્યો,
મારા મિત્ર ભણવાની શી જરૂર છે.
અભણ ફાડે ચોપડી ને ભણ્યા માગે ભીખ,
ભણીને શું કામ છે માનો મારી શીખ;
મારા મિત્ર ભણવાની શી જરૂર છે.

કુમુદ— ભણ્યા થયા માનવીને અભણ થયા પશુ,
ભણ્યાં વાંચે ચોપડી ન જાણે અભણ કશું;
મારા મિત્ર ફરવાની તને ટેવ છે.

છગન— બકરા પુરે તેમ પુરે આવડે નહિ કશું,
માર મારે સોટીની ઊડે ચમડી તસુ;
મારા મિત્ર ભણ્યાની શી જરૂર છે.

કુમુદ— અબુધ જેવો તુ છે ને કેવી ભણે આ બાળા,
ધીટકાર તારા મતને તું શાને કરે ચાળા;
મારા મિત્ર ફરવાની તને ટેવ છે.

છગન— બજારમાં જાવું મારે લાવુ એક લખોટી,
દોરા લાવી પતગ રમીશું રમત મોટી;
મારા મિત્ર ભણવાની શી જરૂર છે.

કુમુદ— અક્કલ વિના શાને મરે માન કહ્યું મારૂ;

ધિક્કાર તારી જીંદગી નહિ પામે લાભ સારૂં,
મારા મિત્ર ફરવાની તને ટેવ છે.

છમન—( ગુસ્સે થઇને )
ચબાવલા તું ચઢી ગયો છે જાને છાનોમાનો,
પડપુછ તારે શું છે મને કોણુ છે કહેવાનો,
મારા મિત્ર ભણુવાની શી જરૂર છે.

કુમુદ— ચબ ચબ તુંનો બોલી જાણે આવડે નહિ કશું,
મૂર્ખનો સરદાર તુંતો રહ્યો સદા પશું;
મારા મિત્ર ફરવાની તને ટેવ છે.

છગન— ઝાઝું બોલી વાત કરે માથુ મારૂ દુઃખે,
આ ભાઇ નથી કંઇ ભણુવાના તું શાને બણુકા ફુંકે;
મારા મિત્ર ભણુવાની શી જરૂર છે.

કુમુદ— અંત્યજ કોળીના ભણુતા બાળા કેવા સારા સુધર્યા,
ઘણું જીવો માહારાજા મનના કોડ પુરા કર્યા;
મારા મિત્ર ફરવાની તને ટેવ છે.

છગન— હાહા મન શીખ ધરી કાલ આવું નિશાળે,
પ્રેમી બંધુ મારા મેં નાખી રમત વિસારે;
મારા મિત્ર ભણુવામાં બહુ સાર છે.



## ૨૨ પંડીતની પંક્તિ વિશે નહિ અભણુ પોસાય.

## દારૂના પીવા વિષે ભાષણ ૫ મું.

---

બેચર—કેમ મગનભાઇ તમે તો દારૂમાં બહુ મશહુર થયા છો ખરા કે.

મગન—હા ભાઇ હા તે સિવાય આ ભાઇને એક દિવસ પણ ચાલે નહિ વળી જો એક કલાક મોડો મળે તો આ ભાઇની નાડી નરમ પડી જાય જેમ કોલસા વિના ગાડીનો અંજીર બંધ રહે તેવી રીતે આ ભાઇને પણ કાંઈ સુજ પડે નહિ.

બેચર—અરે ધિક્કાર છે તમારી જીંદગીને કે અત્યારથી તમારી બાળ અવસ્થામાં તમે દારૂના વ્યસનમાં પડી તમારા શરીરની ખુવારી કરો છો.

મગન—જે માણુસ દારૂ પીતો નથી તેની આખી જીંદગીને ધિક્કાર છે આ ફાનિ દુનિયાની અંદર સંઘાતે શું આવવાનુ છે ઘણુ થોડું કરતાજ મરી જવાના વળી કહેવતમાં કહ્યું છે સૈનો છોકરો જીવે ત્યાં સુધી સીવે, માટે જે મોજસોખ મારી તે ખરી.

બેચર—અરે મુર્ખના સરદાર મોજસોખ મારવાના બીજા ક્યાં રસ્તા નથી કે તુ દારૂમાજ મોજશોખ પુરા કરે છે. વળી દયાળુ પરમેશ્વરે માણુસોને ખાવા સારૂ જાતજાતનો મેવો ઉત્પન્ન કર્યો છે તે ખા અને તારી મોજસોખ પુરી કર.

મગન—અરે ભાઇ મેવામાં શુ ધુળ ખાવી હતી બસ આ દારૂની મજા વા ભાઈ વાહ પીને બસ ગુલતાન.

(હાથમાં પ્યાલો ભરી)

હું છું દારૂનો દાસ વાહ વાહ વાહ,
વિવેકી આવે મુજ પાસ વાહ વાહ વાહ;
ઉડે ચમન બાજી યાર—વાહ વાહ વાહ
દુ:ખ વિશારે જાય. વાહ વાહ વાહ.
વા ભાઈ વા.

બેચર—અરે આ તારૂ કહેવું ખરૂ પણ તારા જેવા કરમ-ચંડાળ દુષ્ટ માણસો ના જાય તો ખપત ઓછી થાય એ વાત તો ખરી.

કાળો—અરે મિસ્ટર બેચરભાઇ શા માટે માથાકુટ કરોછો જ્યા સુધી એના ખિસ્સામાં જોર હશે ત્યાં સુધી પીશે પછી શું ધુળ પીવાનો છે.

બેચર—ભાઇ તમારૂ કહેવુ ખરૂં છે પણ તેના પિતાશ્રી તેને બહુ શિખામણો દેછે પરંતુ જરાપણ ધ્યાનમાં રાખતો નથી તથા તેના ભાઇઓએ મને ઠપકો દઈ કહ્યુ છે કે તમારા ભાઇબંધને કેમ સુધારતા નથી માટે તેને સુધારવો એ આપણી ફરજ છે.

કાળો—ઠીક અલ્યા મગનીયા કેમ તારે વ્યસન છોડવો છે કે નહિ.

મગન—ના ભાઇ ના જીવમાં જીવ છે ત્યાંસુધી હું કદી મુ-કનાર નથી.

મિત્ર મળ્યા તુજ સરીખા બોત, દારૂ હુંતો નહિ મુકુરે,
તારાથી થાય તેમ માથાકુટ—દારૂ હુંતો નહિ મુકુરે;
દારૂ મુકેથી મરે કે માંદો થાય..........દારૂ.
તુજ સરીખા કરે હાય હાય........દારૂ.

અરે મારા મહેરબાન આબરૂભર જતા હો તો જાવો નહિ તો કાંઇ કહેવું પડશે.

કાળો—જા જા કહું છું નાદાન અપ શબ્દ સીદ બોલેરે,
ગામમાંથી ગયો તારો માન અપ શબ્દ સીદ બોલેરે;
લજવી માત તણી તેં કુખ..............અપ.
અંતે થાશે તને બહુ દુઃખ..............અપ.
માન માન કહુ છુ નાદાન..............અપ.
નહિ મળે તને ખાવા અંન..............અપ.

અલ્યા અક્કલના બારદાન જરા સમજ કેમ તારૂં બેંદુ ફરી ગયુ છે, તુ જોતો ખરો દિનપ્રતિદિન વખત કેવા આવે છે તેપર ધ્યાન રાખ, અને જ્યાં સુધી તારા માતપિતા છે ત્યાં સુધી તને ફીકર નથી પણ આખર જતા તને અન્નપાણી મળનાર નથી એ નક્કી સમજ.

મગન—અરે જા અહિથી જતો હોય તો સવારનો આવ્યો છે ત્યારનો માથુ પકવે છે માથામાં ગજવેલ ભરી છે કે શું જરાએ ચાક લાગતો નથી પણ તુ તો શુ તારા કુટુંબ મરે તોબી હું કોઇ કાળે દારૂ મુકનાર નથી ?

કાળો—( ગુસ્સે થઇને ;

અરે નાદાર તને ધિક્કાર બગાડયો મુરખ તેં સંસાર,
બગાડયો મુરખ તે સંસાર તને હજાર ઘણી ધિક્કાર.
માત તારી નિત રડે છે થઇ ફરે તું છેલ,
તુજ પિતા એમ કહે છે દુર્ગુણ તારા મેલ·
અરે તું છે મૂર્ખનો સરદાર તને હજાર ઘણી ધિક્કાર.

મૂડી ગુમાવે દારૂમાં તું વિવેકી ના આવે પાસ,
હું શિખામણુ સારી દઉંછુ દારૂનો કર નાશ;
દીસે તું નઠોર કઠોર આ વાર તને હજાર ઘણી ધિક્કાર.
ચાર ભાઇમાં તુજ પાકયો બોળ્યું બાપનું નામ,
વણીક પાસે લેવા જાયે કોઇ ના આપે દામ;
કુળાચાર મુક નાદાર તને હજાર ઘણી ધિક્કાર.
માતતાતના જીવ બાળે ઝાઝાં રાખે ઝેર,
પણુ મહારાજા મફત ભણુાવે ભણી તું કર લેર;
તને સાચુ કહું છું યાર તને હજાર ઘણી ધિક્કાર.

અરે ભલા માણુસ કેફમાં કાંઇ સવાદ નથી તેમજ કોઇ ધનવાન થયો નથી પણુ ભિખારી બહુ થયા છે.

મગન—અલ્યા કાળીઆ સાળા અહિંથી જાય છે કે નહિ કેશરપપ્પુ આવ્યો છે ત્યારનો તેંતો જીવ ખાધો નકર મારવો પડશે.

બેચર—કાળાભાઇ એ કમબખ્ત હરામખોર નહિ માને માટે ચાલો અત્યારે કોઇ દિવસ જોઇશુ ( એમ કહી બંને જણુ ઘર તરફ જાય છે ).

એક દિવસ દારૂ પી ગુલતાન થઇ ઉભી સડકે જાય છે અને દારૂના ઘેનમાં એક ખાડામાં પગ પડયો તેથી તેનો પગ ઉતરી ગયો અને ત્યાંને ત્યા આખો દિન ભૂખ્યો પડી રહ્યો, બેચર અને કાળાએ તેને ભાળ્યો તેથી તેની પાસે જઇ લુગડાં બધાં ઉતારી લીધા ફક્ત એક થેપાડુ રહેવા દઇ તેને જાગૃત કર્યો પણુ સુધીમાં આવ્યો નહિ પછી પાણી લાવી છાંટી તેને હુશિયાર કર્યો અને

જુવે છે તો લુગડાં પાસે દીઠાં નહિ અને લુગડાં લઇ બેચર તથા કાળો પોતાના ઘેર લઇ ગયા.

મગન—( મનમાં ) અરરરર જે વસ્તુને હુ પસંદ કરતો હતો તેણેજ મારી આવી દશા કરી વળી લુગડાં ગુમાવ્યાં મારા માબાપ પુછશે તો શુ કહીશ વળી અત્યારે શુ પહેરીને ઘેર જઇશ ધિક્કાર છે મારી બુદ્ધિને કે મેં કોઇનું કહ્યુ માન્યું નહિ, અરે હું કેવો બેવકુફ, અરે હાય હવે મારે શુ પહેરીને ઘેર સુધી જવું, વખતે પોલીસ આવશે તો મને માર મારી પુરો કરશે માટે ચાલ પ્રાણીઆ ઉઠ ગયા વિના છુટકો નથી. ( એમ કહી જાય છે ) તેનો મિત્ર બેચર તથા કાળો ભેગા થાય છે.

કાળો—અહા બેચરદાસ જુઓ તો ખરા મગનભાઇનો ઠાઠ કેવો છે વળી હાથમાં છત્રી, બુટ, કોટ કેવા રૂપાળાં શોભાયમાન દેખાય છે.

મગન—(આખમા આસુ લાવી બને હાથ જોડી પગે પડી) ભાઇઓ હુ આપની પાસે હાથ જોડી માફી માગું છુ કે મેં આપનુ કહ્યુ માન્યું નહિ વળી મારી આબરૂના કાંકરા થયા છતાં આજે લુગડાં ગુમાવી આવ્યો અરે હાય માણસને વાગ્યા સિવાય જ્ઞાન આવતી નથી.

બેચર—જાવો ભાઇ તમને કલાલ બોલાવે છે કયારનીએ વાટ જોઇ બેસી રહ્યો છે

મગન—હે ભાઇ બેચરદાસ હુ આપની પાસે માફી માગુછુ કે ના કહેવાનાં વચન આપને કહ્યાં પણ તેનાપર લક્ષ નહિ રાખતાં મારી કસુર માફ કરશો.

બેચર—કોઇ દિવસ હવે પિત્તો કે,

મગન—ના ભાઇ ના હવે તો મને ખરાખરી શિક્ષા થઇ અને આજથી જળ લઉં છું કે જીવુ ત્યા સુધી તેનો છાટો પણ લેવો નહિ.

કાળો—લે ત્યારે આ તારા લુગડાં જો એ વખતે તને અમે ના જોયો હોતતો લુગડાં કોઇ ખેંચી જાત કે નહિ.

મગન—(શાન્તીથી) હા ભાઇ હા આપનુ જય થાઓ અને ઇશ્વર તમારૂં સારૂ કરશે.

( આનંદ. આનંદ. )



## ભાષણ ૬ ઠું. ચોરી ના કરવા વીષે.

કેશવલાલ—શાન્તીલાલ જુઓ આ કાચનો પ્યાલો કેવો સુંદર જણાય છે !

શાન્તીલાલ—બહુ ફેન્સી જણાય છે એ તમને કોણે આપ્યો ?

કેશવલાલ—કોઇએ નહિ. હું સુંદરલાલને ત્યાં રમવા ગયો હતો, ત્યાંથી લાવ્યો.

શાન્તીલાલ—કોઇને કહીને લાવ્યો કે એમને એમ.

કેશવલાલ—ના છાનોમાનો લઇ આવ્યો મારે જોઇએ તે લઉ તેમાં શુ કહેવુ.

શાન્તીલાલ—કેમ નહિં, હું તારી સ્લેટ કે ચોપડી એમને એમ લઉ તો તને ગમે !

કેશવલાલ—ના એતો મારાં છે તારાથી ના લેવાય.

શાન્તીલાલ—ઠીક, ત્યારે તારાથીએ સુંદરલાલની કે બીજા કોઇની વસ્તુ પુછયા શિવાય ના લેવાય, લઇએ તો ચોરી ઠરે. પારકી વસ્તુ ચોરવી નહિ, તેમ રજા શિવાય અડવુ પણ નહિ. એ હમેશાં ધ્યાનમાં રાખવુ. વળી સાંભળો.

ચોરી કરવા જે નર જાય, મોડા વેલો તે પકડાય;
પહેલાં સમજે છે એમા સુખ, થાય ઉઘાડી પામે દુઃખ.
તેને પાછળથી પસ્તાવો થાય, માર પડે ઘણો મુન્નય;
જાજી માર મારે મહીપતી' આખર થાય તેની ફજેતી.

જ્યારે ચોરી ઉઘાડી થાય છે ત્યારે મહીપતિ તેને માર મારે છે પછી તેની અપકીર્તી થાય છે.

કેશવલાલ—આપની શીખ મન ધરી માટે તેનો પ્યાલો પાછો આપી આવીશ.

શાન્તીલાલ—જાઓ ત્યારે તેનો પ્યાલો પાછો આપી આવો અને હવેથી કોઇ દિવસ પુછયા શીવાય કોઇની વસ્તુ લેશો નહિ.

કેશવલાલ—ઠીક ભાઇ હવે બેસી જવાની રજા લઉં છું.



## ભાષણ ૭ મું. ભીલ ને વાણીયા વિષે.

પોપટલાલ—અલ્યા ભાલુ હજુ કેમ બેસી રહ્યો છે નિશાળમાં ઘટ ક્યારનો વાગ્યો છે તેતો તમે નહિ સાંભળ્યું હોય કેમ.

ભાલુજી - જા, જા સાળા અહીંથી જતો હોય તો આટલો બધો મીજાશ સાનો કરે છે.

પોપટલાલ—આતો ભાઈસાહેબ, અમારે વાસ્તે ભણવા આવતા હશો ખરા કે?

ભાલુજી—અલ્યા તને કોણે કહ્યું હતુ કે મોટો સરાફ થઇ તેડવા આવજે. જાવો માસ્તર સાહેબને કહેજો કે આજે ભાલુભાઈ નિશાળે આવવાના નથી, એતો શીમમાં ગયા છે.

પોપટલાલ—શા માટે અત્યારે શીમમાં જાઓ છો વારૂ.

ભાલુજી—એ તારે શી પડપુછ છે અમારે ગમે તે કામે જતા હઇશું.

( પછી તેના બીજા ભાઇબંધ જાલુજીને બોલાવે છે ).

અરે યાર તમે તો ક્યાં સુધી બેસી રહેશો ચાલોને મોડું થાય છે.

જાલુજી—અરે ભાઇ સાહેબ આપનો તો પરવાર આવતો નથી અને બીજાની પત્તર ફાડો તે સારૂ ના કહેવાય.

સોમેશ્વર—( ગુસ્સે થઇ ) અરે જાલુજી જાલુજી નરાધમ અમારૂ કહ્યુ માન અને રમતને મૂકી દઇ વિદ્યામાં કાળજી રાખ્ય. નહિ તો બોરોના બેવાર વેચાશો પણ કોઇ રાખશે નહિ એ નક્કી સમજો.

ભાલુજી—અરે દુષ્ટ તારે તે વાતની શી પંચાત છે. અને અહીંથી એકદમ ચાલ્યો જા.

સોમેશ્વર—અરે હેવાન અક્કલ ઉપર કેમ લઠ લઇને ફરે છે જરા સમજ.

ભાલુજી—(વચમાં બોલી ઉઠયો) સાંભળો, સાંભળો.

અમે ભીલ ભણ્યામાં ના જાણીએ,

## ૩૦ બનતા સુધી કોઈની સાક્ષી ભરવી નહિ.

ભાર નાખી બગાડી ઘોડી વાણીએ.
આ ભાઇ નથી કાંઇ ભણનારા,
તીર-કાંમઠું લઈ વન ફરનારા.
વણીક ભાઇ ભણી ચોપડા ફાડો,
ધન લઇ ગયા ભીલ ફાઠી વાડો.

વળી શુ અમારે ભણીને કરવુ છે.

સોમેશ્વર—અહા......આ શુ બોલ્યા જરા વિચાર કરો, વિચાર કરો.

ભીલ અનાડી મારે બિલાડી નહિ મળવાનો તુજથી વાઘ,
કુળાચાર તું મુકી દઇ જો ખીલ્યો વિદ્યા બાગ.
માબાપ જેવા મહારાજા કેળવણી આપી દયા લાવી;
રૈયતને સુખ કરવા માટે સઘળે વિદ્યા ફેલાવી
મન તુરગો નાસ કરીને નીતી પર રાખો મન;
ભીલપણું જવા દઇ તમે રાખો ભણવા ઉમગ.
લુટારાનો નાશ કર્યો ને રઇયત પામી રહી મજા,
સોનું લોક ઉછાળતા જાએ જીવો ઘણું માહારાજા.

માટે મારા મહેરબાન ડાંડઇઓ હવે જવા દો અને નીતીથી ચાલો અને હમેશાં ઇશ્વરભક્તિ કરો, તેમાં તમને બહુ લાભ છે. ભુતકાળમાં મોટા મોટા રાજાઓ રાજ મુકી જોગી થઇ ગયા અને આત્માનું ધ્યાન ધરી મહા આનંદી થયા, શુ તેમને બુદ્ધો નહોતી અને શુ એ ઘેલા હતા કે રાજનું સુખ મુકી જોગી થયા. ના ના પણ એ તો સ્વર્ગનું સુખ કરવા માટેજ રાજ મુકી જોગી વેશ ધારણ કરી ઇશ્વરભક્તિમાં પડયા માટે કુબુધી તમે પણ તેવી રીતે

તમારા દુર્ગુણો દુર કરી, વિદ્યાભ્યાસ કરો તથા ઇશ્વરભક્તિમાં ધ્યાન ધરો જેથી આ દેહનું કલ્યાણ થાય.

ભાલુજી—સાબાસ મારા ભાઇઓ સાબાસ આજે મને રમવામાંથી અટકાવવા ખુબ યત્ન કર્યો છે તેથી આપનો ઘણો આભાર માનું છુ. પ્રિય બંધુઓ, રમતમાં કાંઇ સાર નથી, મારી અપકીર્તિ ઠામેઠામ સાંભળીને હુ વગોવાયો તેમાં લાભ કાંઇ પામ્યો નહી. છેવટે આ રમવાને માથે જુતીઆં માટે મારા બંધુઓ હવે કોઇ રમવાની વાત કરશો નહિ તેમાં કાંઇ સાર નથી.



## ચમાર, ભંગી, વણુકાર વિષે ભાષણુ ૭ મું.

ટીટો—કેમ મગનભાઇ કયાં જાઓ છો નિશાળમાં આવવું છે કે નહિ.

મગન—થાય છે. જવાય છે. શી ઉતાવળ છે. તમે તો નિશાળ નિશાળ કરીને જીવ ખાધો. માટે જાઓ મારે તો ભણુવાની કંઇ દરકાર નથી. તમે એકલા ભણી નાખો. એટલે બસ.

ટીટો—અલ્યા મૂર્ખના સરદાર કેમ આટલુ બધુ કુતરાની માફક ભસભસ કરે છે જરા તો વિચાર કર.

મગન—જા જા છાનોમાનો જતો હોય તો નહિ તો હમણાં જરા બરડો ખોખરો કરવો પડશે કુતરાવાળા ના જોયા હોય તો.

ટીટો—અરે મારા મહેરબાન જરા વિચાર કરીને બોલો લેશનમાં તો કશુંએ આવડતુ નથી. અને રોફ તો આખી દુનીઆનો રાખો છો.

મગન—તો ભલા માણુસ અમારે વણુકાર ભાઇને કયાં ભણીને ચોપડા ફાડવા છે. કે દુકાન માંડવી છે. કે ચાલો હીસાબ

નહિ આવડે, અમારા માબાપ લુગડાં વણી વણીને મરી ગયાં ને અમે પણ તેજ ધધો કરીને મરી જઇશું. તમે એકલા ભણીને ચોપડા ફાડો એટલે બસ છે.

ટીટો—વાહ આમ શુ બોલો છો શ્રીમંત સરકાર સયાજી-રાવ મહારાજા સાહેબે આપણા નીચ વર્ણને ભણાવા માટે કેટલો બધો યત્ન કર્યો છે. આપણને સુધારવા માટે મફત કેળવણી આપવા શીક્ષકો રાખી બુદ્ધિનો કેટલો બધો ફેલાવો કર્યો છે. તેમજ નોકરી પણ આપી છે માટે ભણવામાં બહુ લાભ છે. અને તુ સુખી થઇશ. માટે વિચાર કરીને ભણીશ તો સારૂં છે.

મગન—અરે ચમાર ભાઇ અમારે ભણવાની કંઇ જરૂર નથી. આતો શ્રીમંત મહારાજા સાહેબે ગરીબ લોકોને ત્રાસ આપવા માંડયો છે. કારણ કે અમારે વણકાર ભાઇને ભણતર કરતાં વણતર આવડે તો બસ છે બસ આટલુ અમારે બસ છે.

ટીટો—અરે અક્કલના ફુટેલ, ચીનાઈ ગદ્ધા આ શુ બોલે છે. જરા વિચાર કરીને બોલ, અને સમજ ભણીશ તો, અક્કલથી વધારે સારૂં વણાટનું કામ કરીશ, ભણવાથી આ તારામાં કબુદ્ધિ છે તે નાશ પામી સુબુદ્ધિ મળશે.

મગન—( મનમાં વિચાર કરી ભંગીને કહે છે; કેમ લખાભાઇ તારે ભણવું છે કે.

લખો—નારે બાપજી મારે ભણવુંએ નથી અને ગણવુંએ નથી.

મગન—અલ્યા કેમ ભણવાનું ના પાડે છે. બાપજી ના પાડવાનું કારણ એજ છે કે. અમારે ભંગીભાઇને ભણીને ક્યાં કચેરીમાં બેસવું છે. અમારો ભંગીઆનો અવતાર એટલે સરકારની વેઠ વારો કરી તથા ગામમાં વાળી ઝુડી સાફ કરીએ તથા સુંથીઆં, સાવરણી, બોચીઆં વણી ખાધા ખર્ચ ચલાવીએ એટલે બસ અમારે બીજુ ન જોઇએ.

ટીટો—અરે ભલા માણુસ અમે પણ એમ સમજતા હતા કે, મરેલાં ઢોર ઘસડીશું અને તેનાં ચામડાં રંગીશું અને ઘર ગુજરાન ચલાવીશું પણ જ્યારે મહારાજા સાહેબે ફરજીઆત લાગુ કરી, ત્યારે અમને પણ ભણવાનું ઝેર જેવું લાગતું હતું અને તમારી માફક વિચાર કરતા હતા, પણ જ્યાં અમે બે અને, ત્રણ ચોપડીઓ ભણ્યા, અને સારી સારી જ્ઞાનની વાતો, સાંભળી અને સારી બુદ્ધિ મળી એટલે અમને ભણવાનું સારૂ લાગ્યું.

લખો—અરે ભાઇ સાહેબ અમારી નીચ જાત ભંગી અને અમને કોણ નોકર રાખનાર છે. માટે જેમ કરતા હઇશું તેમ કરીશું અને છાશની દોણી ભરીશું.

ટીટો—અરે તમારા જેવા ભગીનો વડોદરા ટ્રેની ગકાલેજમા ભણે છે અને બીજે કેટલેક ઠેકાણે સારી સારી નોકરીઓ મેળવી છે અને કેટલાએક મેળવશે, માટે સમજ અને વિદ્યા અભ્યાસમાં કાળજી રાખ ભણીશ તો કંઇ તારો દહાડો વળશે નહિ તો આગળ પસ્તાઇશ.

લખો—(ગુસ્સે થઇને) જાઓ જાઓ અમારે નો નથી ભણવું.

---

## લાવણી.

મારે ભણતરની કાંઇ જરૂર નથી,
શા માટે મિત્ર મહેનત કરો છો અમથી;
હું નિશાળમાં કોઇ દિન નથી જનારો,
હુ મહેતાજીનો માર નહિ ખાનારો.
કયાં ધંધો નથી નિશાળમાં હુ આવુ,
માર ખાઇ ખાઇ ઝેર કેમ વર્તાવુ;
ઓચીઆં સાવરણીને સુથીઆં હુ વણુ,

મારો ભંગીનો અવતાર હું કેમ ભણું.
વળી ભૈણીઆને કાંમઠા હું કરૂ,
કોઈ બોચીઓ લ્યો એમ કરતો ફરૂં;
ગરીબ તવંગર બોચીયાં સૌ લેવે,
સાથે પૈસા તેના તેજ વખત દેવે.
સાજ પડતાં પહેલાં આઠ આના કમાઉ,
રમત ગમતમા રાત દીન ગુમાવું;
ભણી ભણીને બાજ તમે બની જાઓ,
મારા બાપ દાદાનું કામ નહિ મુકનારો.

(માટે માહરા મહેરબાન અમે ભણુવાની કંઇ દરકાર રાખતા નથી.)

ટીટો—અમે પણ મનમાં એમ ધારતા હતા કે ચામડા રંગી શુ અને તેનો વેપાર કરીશું. અને ઘર ગુજરાન ચલાવીશું પણ દીન પ્રતિદીન વખત બારીક આવ્યાં જેથી વેપાર રોજગાર અભણુ લોકોના બંધ થયા અને જે માણુસ ભણેલા હતા તે કંઇ ને કંઇ ધંધો ખોળી કામે વળગ્યા. વળી આપણુ અભણુ હતા ત્યારે કેવા અબુધ અત્યારે કેવા સુધરી માણુસની લેનમા આવ્યા માટે સમજો ભણ્યાથી બહુ લાભ થાય છે પછી આપની મરજી.

લખો—( મનમાં વિચાર કરી ) આ માણુસ કહે છે તે ખરૂ છે અને ભણ્યા હોઇએ તો સારૂ.

મગન—( મગન લખાને કહે છે )

---

મારે ભણુવાનુ થયુ મન, ચાલો મિત્ર ધરીને ઉમંગ;
મહેતાજી પાસે આપણુ જઇએ, વિદ્યાભ્યાસ સુબુદ્ધિ લઇએ.
સદબુદ્ધિ આપણને મળશે, દરીદ્રપણુ નાશ થાશે;
તન મન પરોવીયુ એમાં, જ્ઞાન શક્તિ રહી છે તેમાં.
હવે શિક્ષા મને થઇ, માટે ભણુવુ નિશાળે જઇ.

લખો—હા હું પણ કાલથી નિશાળમાં આવીશ કારણ કે ઉપર કઉશમાં જે ટીટાભાઇએ કહ્યું તે હકીકત મારા રદયમાં સજ્જડ ચોંટી છે અને કાલથી નિશાળમાં જઇશું.

( મગન અને લખો કહે ચાલો આજે નિશાળમાં જઇએ. )

લખો—મગન—

ચાલો મિત્ર ચાલો નિશાળમાં જઇએ,
નિશાળમાં જઇએ વિદ્યાભ્યાસ લઇએ; ચાલો.
ભણી ઉમંગ ધરી ઝાઝું જ્ઞાન લઇએ,
માબાપને સતોસ આપી આનંદે ફરીએ. ચાલો.
નિચ જાત આપણી ને ક્યાંથી આપણ ભણીએ,
ધન્ય મહારાજાને વિદ્યા આપણ જાણીએ. ચાલો.
આ વિદ્યારૂપી બાગ છે, લેવાય તેમ લઇએ,
મહારાજાનું જય થાઓ, ઇશ્વર પાસે માગીએ ચાલો.
હળી મળી સર્વે આપણ ભેળાં થઇએ;
મફત ભણાવે છે કેમ ના ભણીએ. ચાલો.



## કાશી અને જમની વિશે ભાષણ ૮ મું.

જમની—કોઇ મેવો લ્યોરે મેવો.

કાશી—બેન તમે શુ વેચો છો.

જમની—બેન હુ મેવો વેચુ છું.

કાશી—બેન તેમે કઇ જાતનો મેવો વેચો છો.

જમની—બોર રાતુ ને જાંબુ કાળુ છે, વહી ડાડમ તે સૌ-થી સારૂં છે. કેળ લાંબુ ને રૂપાળું છે, સીતાફળનો સ્વાદ અપાર છે, જામ્ફળ ને જમરૂખ રૂડાં છે, નારંગી સફરજન સારાં છે બદામ ચારોળી દ્રાક્ષ મીઠાંછે, અંજીર આલુ ને પીસ્તાં રૂપાળાંછે.

## ( બેન આ બધો મેવો છે. )

કાશી—જોવુ બેન બતાવો તો ખરા કેવાં છે.
જમની—ઉપર ફોસ પ્રમાણે.
કાશી—બેન આ બધુ કયાંથી લાવ્યા.
જમની—શ્રીમંત મહારાજા સાહેબના બાગમાંથી.
કાશી—એ બાગ કોણે બનાવ્યો હશે.
જમની—માળીએ.
કાશી—તમે શી જાને છો.
જમની—માળી.
કાશી—ત્યારે આ બધુ તમે બનાવ્યુ હશે.
જમની—હા શ્રીમત મહારાજા સાહેબે કેળવણી રૂપી વિદ્યા બાગ ફેલાવ્યો છે તેમાંથી જેટલી વિદ્યા લેવાય તેટલી લ્યો.
કાશી—ઠીક બેન.



## ગાયન ૨ જું.

રહી છે કીર્તી ચારે દીશ ગાજી, ઘણું જીવો શ્રીમંત સયાજી;
દુ ખ જોવા રૈયતના આવ્યા, બેસવા સ્પેશીઅન લાવ્યા.
સૌ આનંદ પામ્યા થઇ રાજી, ઘણું જીવો શ્રીમંત સયાજી;
ધન્ય ધન્ય મહા રાજા, રૈયત પામી રહી છે માજા.
પોકારે રૈયત વાહજી, ઘણું જીવો શ્રીમત સયાજી;
દીર્ઘાયુ થાવો સયાજી, નાના બાળક થયા બહુ રાજી.
જેની કીર્તી ગાજી રહી ઝાઝી, ઘણું જીવો શ્રીમત સયાજી;
શાળાઓ સઘળે સ્થાપી, કુમતી સર્વેની કાપી.
વિદ્યા ફેલાવી સઘળે ઝાઝી, ઘણુ જીવો શ્રીમંત સયાજી.
ગરીબને અન પાણીના ટોટા, ભણાવી હોદ્દા આપ્યા મોટા.

મહેર કરે ઇશ્વર ઝાઝી, ઘણું જીવો શ્રીમંત સયાજી;
કુબુદ્ધી નાખી કાપી, નિચ વર્ણને વિદ્યા આપી.
એવા ધર્મના પીતાજી, ઘણું જીવો શ્રીમંત સયાજી;
પ્રથમ કાયદા કોઇ ના જાણે, નિચ વરણ ક્યાંથી ભણે;
પણ સહુને વાકેફ કર્યાજી, ઘણું જીવો શ્રીમંત સયાજી.
બાગ વિદ્યાનો કર્યો ફેલાવો, કહે ડાસ મહમદ લ્યોને લાવો;
ધન્ય વિદ્યા દાન દાતાજી, ઘણું જીવો શ્રીમંત સયાજી.

---

## ગરબી ૧ લી.

---

( પુનમચંદની ખીલી પુરી અહીં રે ) એ રાગ.

જઇએ એનો આજે નિશાળે ઉમંગ ધરીરે.
ભણતર ભણીગણી જે હીસાબ રૂડાં મન ધરીરે.

સાખી.

દફતર પાટી હાથમાં, ખડીઓ લેખણ પેન;
જઇએ સાથે લઇને, ભણતરમા ધરો નેન.
ઉત્તમ વિદ્યા લઈ કુબુદ્ધી દુર કરીએરે. જઈ.

સાખી.

રમતગમત ને તજો, તજો આળસ અંગ બહાર;
પરોવી ચિત વિદ્યામાં, કરો વિદ્યાપર પ્યાર
જ્ઞાન લેવાની બાળ અવસ્થા આપણીરે. જઇ.

સાખી.

સવારમાં નિત્ય ઉઠી ને, લેવુ ઇશ્વર નામ,
દાતણ કરી નાહીને, વાંચો પાઠ તમામ.
જેથી મીઠાંને સારા ફળ તમે પામશોરે. જઇ.

સાખી.

નિશાળે ટાઇમસર જવું, સારૂ લેવું જ્ઞાન;
વાહલાંથી પ્રેમ જોયવો, ઝાજુ મળે માન.
ડાહ્યાં થઇ દુર્ગુણ દુર કરીએરે. જય.

સાખી.

નાની વયે ટેવ જે પડી, મોટી થતાં ના મુકાય;
કુટેવો ઘણી મન રહે, અપકીર્તી ગવાય.
માટે પોતે સુધરી—સુધારો સૈયર આપણીરે. જય.

સાખી.

માત પિતા કહે સાંભળો, ને દો મોટાને માન;
તુકારો ના કરવો, ના કરો અપમાન.
ડોસમહમદની વાણી મધુરી મન ધરીરે. જય.

---

## ગરબી ૨ જી.

---

( પડવાની પડપ્રીત ) એ રાગ.

સખી ભણવાની તે વાત કોને કહીએરે,
ચાલો વિદ્યા લેવા કાજ નિશાળે જઇએરે;
ગુરૂથી લઇએ જ્ઞાન સુખીયાં થઇએરે,
અગમબુધી પહોચે બહાર સુખીઆં થઇએરે.
વિદ્યાનો ચાલે શોર મનમા ધરીએરે,
છીએ આપણુ નાના બાળ કેમ ના ભણીએરે;
સખી પ્રેમ લ્હેરની સાથ નિશાળે ચાલો,
કરી તૈયાર લેશન ગુરૂને આલોરે.
કાઢે ભુલચુક હોય મન ઉતારોરે,

લ્યો પુછીને તે સાર સરત શું ધારોરે;
બતાવે ગુરૂ જે ભુલ તે ના વિસારોરે,
નહિ તો થાસે પોપટીયુ જ્ઞાન તેમ ન ધારોરે.

રમત ને કરો દુર મન ધરી ભણોરે,
ગુરૂ આપે જે હીસાબ ઉમંગથી ગણોરે;
જુઓ ભુગોળનો સાર નકશાથી જાણોરે,
વ્યાકરણનો જાણો ભેદ મનથી પીછાણોરે.
કાઢો વ્યાકરણ બહાર દફતર છોડોરે,
અસુદ્ધનો કરો નાશ શુદ્ધ વાણી બોલોરે;
કહે છે ડોસમહમદ ભણો નાની બાળારે.
તજો આળસ અંગ બહાર તજો કુધારારે.

## ગરબી ૩ ૭.

ચાલો સાહેલી રમવાને જઇએ,
રમવાને જઇએ સુખીઆરે થઇએ. ચાલો. ૧
ઈશ્વર દૃષ્ટાંત મનને ધરીએ,
કરી સ્તુતી રામનામ ઉચરીએ. ચાલો.
અલખ નિરંજન ત્યાં જઇ રહીએ,
મહાપદની વાત સખી કોને કહીએ. ચાલો.
સુખમણ સેજે સખી આનંદ કરીએ,
લહેરની સાથ ગઢપર ચઢીએ. ચાલો.
ઈશ્વરને કોઇ દીન ના વિસરીએ,
ચીત્તમા ધ્યાન લગાવીને ફરીએ. ચાલો.
ખાસા ભોજનીઆં નિત્ય આપણ ખાઇએ,
વહાલા અબીલ ગુલાલથી રમીએ. ચાલો,
મદારી કરે ખેલ આપણ જોઇએ,
ભાન શરીરનું ભુલી આપણ મોહીએ. ચાલો.
તેમ નિવૃત્તિથી ધ્યાન હરીનું ધરીએ,
કહે ડોસમહમદ ઘડી ના વિસરીએ. ચાલો.

## ગરબી ૪ થી.

### ( પેરની પેરની પેરની. ) રાહ.

લેર છે. લેર છે. લેર છેરે. સદા અમારે લેર છે,
આજનો દીન આનંદભેર છેરે સદા અમારે લેર છે;
સૈયરો આપણે દર્શને જઇએ,
આજે નવો રમવાનો ખેલ છેરે. સદા.
તન મન ધન દાસી અર્પણુ કરે છે,
પ્રીય પ્રભુ વિના બધુ ઝેર છેરે. સદા.
દર્શન કરીને મુક્તિ પામીએ,
આ શ્રષ્ટી એક દીન ઢેર છેરે. સદા.
ડાહ્યારે થઇને દુર્ગુણુ તજીએ,
મારો વાહાલો આજે હર્ષભેર છેરે. સદા.
માટીનો આ મહેલ બનાવ્યો,
કુદરતનો અંદર ખેલ છેરે. સદા.
આ નસવંત કાયા નાસ થવાની,
તેમ આખે મરવો ખેર છેરે. સદા.
દુધ સાકરનો સરોવર ભરીઓ,
પીવાની એક તેવ છેરે. સદા.
બારીક નિશરણી સ્વર્ગની સુણીએ,
ચઢવાની બહુ મુસ્કેલ છેરે. સદા.
કરજોડી ડોસમહમદ કહે છેરે,
ભક્તિથી ચઢવાની સહેલ છેરે. સદા.

## ગરબી ૫ મી.

### રાગ ઉપર પ્રમાણે.

નેમ છે નેમ છે નેમ છેરે બોલ્યાનું મારે નેમ છે,
ભક્તિમાં મારો પ્રેમ છેરે, બોલ્યાનું મારે નેમ છે.

રંગના રસીઆ મન મારા વસીઆ,
આનંદનો દીન આજ છેરે. બોલ્યા.
શ્રષ્ટી રચાવી રૂડી છબી બનાવી,
જોવાની બહુ બહાર છેરે, બોલ્યા.
આકાશ ભાળુ દુ:ખ નીહાળુ,
વળી વન વન સગળે જીવ છેરે. બોલ્યા.
પ્રભુ ભજીએ દુ:ખ ના ભાળોએ,
તે વિના બધુ ધુળ ધુળ છેરે. બોલ્યા.
અમુલ્ય તક આવી કદી નહિ મળે,
ડોસમહમદ એમ વદેછેરે. બોલ્યા.

## ગરબી ૬ ઠી.

( ઓધવજી સદેશો કહેજો સામને એ ) રાહ.

માતા મારી નિશાળે મુકો મને આજજો,
ભણવાની છે બાળા અવસ્થા માદરી,
રજાઓમાં કરશું ઘર રૂડા કામ જો,
આ સૈયરો જાય મારી ઘણી હાસથી;
તેની સંગ જવાની મને ઘણી હામજો. માતા.
હુ અબળા કહુ છુ માતા કરગરી,
અપાવો ગુરૂ પાસે વિદ્યાદાનજો,
સતજુગમા ભણેલી હતી કેરી સતીઓ,
તેવી ભણવાની છે મને ઘણી હામજો.
કહો તો માતાજી જાવુ અત્યારે,
ધણુ તલ્પે ભણવા મારૂ મનજો માતા.
નથી રહેતી ધીરજ માતા મુજને,
જાય મારી સૈયરોનો સાથજો,
વાંચે છે બાળા કેરી રૂડી વારતા,
તે સુણીને મન મારો હરખાયજો. માતા.

ક્યાર હુ શીખીશ માતા માહરી,
જ્ઞાન બુદ્ધીનો ક્યારે થાય ફેલાવજો;
ખાવુ પીવુ જરી મને નથી ગમતુ,
ભણવા માટે જીવ મારો ચોલા ખાયજો. માતા.
પસુ જેવી અભણુ બાળા સમજવી,
મુજ અબળાને શાને રાખો અંધજો;
ભણીગણીને ઘર રૂડાં કરસુ કામજો. માતા.
ભણાવો ભણાવો પોતાના બાળને,
નાની વએ શું કરશે ઘરનું કામજો;
કરજોડી ડોસમહમદ કહે છે વિનતી,
ભણાવો પોતાના નાના બાળજો. માતા.

## ગરબી ૭ મી.

પોતાની માના ગુણ વિશે.

( રાગ—બજરંગી. )

મને આપી છે રૂડી શીખરે આજ મારે મન હરી,
ગણપતિને લાગુ પાયરે આજ મારે મન હરી,
ધન્ય માતા તુજને મારી ઘણી કરી વેઠ;
જ્યારે હુ નાની હતી તુ ભરી ના ખાતી પેટ,
વળી અપાવી વિદ્યાદાનરે આજ મારે મન હરી;
નાની વએ રડુ ઘણી ના જાણ્ કાઇ રીત,
અવળી આડી ટળવળી આપી બહુ વિપ્રીત,
મારા મનના કોણ પુરા કરીરે આજ મારે મન હરી.
લાગે ભુખ મને ઘણી ના કહેતી હુતો વાત,
એકદમ રોવા ફરી ફુરકા તાંણી આખી રાત;
ફેડે તેડીને આમતેમ ફરીરે આજ મારે મન હરી,
માતા મન સમજે નહિ કેમ રડે આ બાળ,

# નિશાળે ટાઇમસર જવું.



ગુણવંતી ડાહી ધણી ને ખાવા મુક્યુ તત્કારઃ
હુતો છાની રહી હાંસ ધરીરે આજ મારે મન હરી.
એવા ગુણ કોણ વિશરે હોય હરામી જન,
બુદ્ધીને ધીક્કાર તેને નહિ પામે સુખ આચાનન;
વળી સેવા ધણી મારી કરીરે આજ મારે મન હરી.
બદલો મારે વાળવો હુ થઇ હવે મોટી,
મનરિતી પર ધરૂ બીજી વાત માનું ખોટી;
બહુ લડાવ્યા માતાએ લાડ કરી આજ મારે મન હરી.
માતાની વાણી મન ધરો બાપનું પાળો બોલ,
સાણી સખીઓ માહરી ના ખુવો પોતાનું તોલ;
ડોસમહમદ ગુણ રૂડાં ગાયરે આજ મારે મન હરી.

## ગરબી ૮ મી.

### સખીઓને શિખામણ.

### ( રાગ પેરની પેરની. )

જાય છે, જાય છે, જાય છે, રે.
આ ભણવાની તક હવે જાય છે;
બેસી રહેવાથી શુ થાય છેરે. ભણુ.
દુર કરીએ સખી આળસ અંગથી,
અવસ્થા મોટી થાય છેરે. ભણુ.
ચેતો ચેતો બેનીઓ મારી,
અમુલ્ય તક વહી જાય છેરે. ભણુ.
મોટી અવસ્થાએ વિદ્યા ના પામો,
મારી સૈયર કેમ ધુચવાય છેરે. ભણુ.
આવો તો દાવ કદી ના ચુકીએ,
કેડેથી પસ્તાવો થાય છેરે. ભણુ.



## પોતે સુધરી બીજાને સુધારવા.

નીતી રીતીનાં પુસ્તકો વાંચો
મારી આત્મા બહુ ધભરાય છેરે    ભણ.
લ્યો એની તમે વિદ્યા સમજી,
વળી બુદ્ધી ધણી કેળવાય છેરે.    ભણ.
કરજોડી ડોસમહમદ કહે છે,
અભણ જુદી ગણાય છેરે.    ભણ.

### ગાયન ૧ લું.

ધનધન્ય મહારાજાનેરે વિદ્યા રૂડીઆ........લી.
હુતો મનમા કાલીને ફુલી વિદ્યા રૂડીઆ......લી.
ગરીબ તવંગર સર્વેને આપી રૂડી સીખ,
કુધારો નાસી ગયો આપે સૌ આસીષ.
સુભ મતી લેવાની બેની વિદ્યા રૂડી આ . ...લી.
વિદ્યાબાઈ ડાહ્યાં ધણો આવે બહુ માન,
વળી ડાહ્યાં સૌ માણસો કરો વિદ્યાનુ ગાન.
ડોસમહમદની વાણી મધુરી વિદ્યા રૂડી આ .....લી.

### સવૈયો

નાનો હતો ત્યારે બહુ રડતો માતા તારી લોલી ગાય,
ફઇ તારી ઓવારણા લઇ દીલગીર થઇ ઘેર જાય;
તાત તારો ચુંબન કરતો દાદીમા તુજ હરખાય,
તારી માસી ગોદે તેડી આઘી પાછી થાય.
કાકાને બહુ લાડકવાયો મામાને લાગે વાહલો,
મામી દેખી છેટી જાય—કાકી ગાય હાલો;
ભોજાઇ તારી લાડ લડાવે લાગે બેનીને નવાઇ,
—કરજોડી ડોસમહમદ કહે છે રહ્યો સવૈયો ગાઇ.

### ઇશ્વર સ્તુતી.

ગીરજયાનંદનને સમરૂ સ્નેહ ધરીને,

એ કર જોડીને નમીએ પ્રીત કરીને. ગીરજ્યા.
ગવરી પુત્ર ગણેશ જસ ગાવો રાખો દાનવ સાથે દાવો,
મહેર સજનપર લાવો જટપટ વારે ધાવો;
કુળ કપટ દુર કરીને ગીરજ્યાનંદનને સમરૂ સ્નેહ ધરીને.
આધાર તારો દેવ કુડાળા કાહે સુધબુદ્ધ હાથ રૂપાળા,
કામ રતિથી અતિ રઢીઆળા જપુ નિશદીન તારી માળા;
કામ કરોધ દુર કરીને ગીરજ્યાનંદનને સમરૂ સ્નેહ ધરીને,
એ કર જોડીને નમીએ પ્રીત કરીને. ગીરજ્યા.

## ગાયન.

ફીકર મુકી દો સુખ ચેનમાં રહો,
મહેર કરી મારા ઉપર વિદ્યા ગ્રહણ કરો
સુખ સાગરમાં લ્હેર ઉડાવો ચિંતાને કરી દુર.
મનના વિભર દુર કરીને, ધરો મન સબુર. ફીકર.
ગુરૂ પાસે વિદ્યા લ્યોને, મળશે તમને સુખ;
મોજ મજા મનમાની માણો, મુકી મન દુઃખ. ફીકર.
બાળ અવસ્થા તમારી છે, લ્યોને સારૂ જ્ઞાન;
ઉત્તમ વિદ્યા મન ધરી, થાઓને વિદ્વાન. ફીકર.
ચેતો બંધુ ખંત ધરીને, બેશી રહ્યા શું;
ફરતા ફરીએ આમ તેમાં નફો પામો શું. ફીકર.
રમતમાં કાંઇ સાર નથી, ઉલટી થાય ખુવારી;
વિદ્યાભાઈ લાડકવાયાં, લાગે બહુ પ્યારી. ફીકર.
આળસ અંગ બહાર કાઢી, રમત સમજો વિખ;
કર જોડી ડોસ મહમદ કહે છે માનો મારી શીખ. ફીકર.

તમામ સુદ.

---

# જાહેર ખબર.

આ પુસ્તકની અંદર વિદ્યાર્થીઓને માટે ખાસ ઉપયોગના ભાષણો તથા ગરબીઓ મૂકવામાં આવી છે તો આશા છે કે ન'ના બાળકો વાંચી પોતાના મનના વિચારો દુર કરી સારી શીખામણ લે એવા હેતુથી આપ સાહેબો આગળ હું રજુ કરૂં છું.

આવૃત્તિ પહેલીમાં મુકામ દશેળા લખેલું પરતુ તેના બદલે મુકામ છાલા લખવામાં આવ્યું છે. કારણ કે પોતાનુ ખાસ વતન છાલા હોવાથી આ બીજી આવૃતિમા મુ. છાલા લખેલું છે તે સર્વેને જાણ થાય.

આ પુસ્તક નિચેના સરનામે રોકડી કીંમતે મળશે. કીંમત ૦—૨—૦ રાખેલી છે. પોસ્ટેજ જુદું. આ પુસ્તકો સામટા ખરીદનારને સસતા ભાવે આપવામા આવશે. નોટપેડ પત્ર જીલવામાં આવશે નહિ.

નીચેના સરનામે મળો યા લખોઃ—

પોસ્ટ સાદરા. } ડોસમહમદ દીનમહમદ.
મુ. છાલા. તા. (દહેગામ).

અગર આ નીચે પ્રમાણે શીરનામું કરશો તો બી તમને પુસ્તક મળશે.

પોસ્ટ સાદરા. } ડોસમહમદ દીનમહમદ.
સ ગુ. અં. શા. મે. મુ. દશેળા.

---

# જાહેર ખબર.

આ પુસ્તકની અંદર વિદ્યાર્થીઓને માટે ખાસ ઉપ ભાષણો તથા ગરબીઓ મૂકવામાં આવી છે તો આશા ન ના બાળકો વાંચી પોતાના મનના વિચારો દુર કરી સા ખામણુ લે એવા હેતુથી આપ સાહેબો આગળ હું રજુ ક

આવૃત્તિ પહેલીમા મુકામ દશેળા લખેલુ પરતુ તેના મુકામ છાલા લખવામા આવ્યું છે કારણ કે પોતાનુ ખાન છાલા હોવાથી આ બીજી આવૃતિમા મુ. છાલા લખેલુ સર્વેને જાણ થાય.

આ પુસ્તક નિચેના સરનામે રોકડી કીંમતે મળશે કીંમત ૦—૨—૦ રાખેલી છે. પોસ્ટેજ જુદુ આ પુસ્તકો સામટા ખરીદ-નારને સસતા ભાવે આપવામા આવશે નોટપેડ, પત્ર જ[illegible]મા આવશે નહિ.

નીચેના સરનામે મળો યા લખોઃ—

પોસ્ટ સાદરા. } ડોસમહુમદ દીનમહુમદ.
મુ. છાલા. તા (દહેગામ).

અગર આ નીચે પ્રમાણે શીરનામું કરશો તો બી તમને પુસ્તક મળશે.

પોસ્ટ સાદરા. } ડોસમહુમદ દીનમહુમદ.
સ ગુ. અં. શા. મે મુ દશેળા.

---